ચૌધરી : અંક ૧



# ઢોલ

આદિવાસી ચેતનાનું સામયિક

સપ્ટેમ્બર ૨૦૦૫




આદિવાસી ચેતનાનું સામયિક

ભાષા : ચૌધરી

ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર

ઢોલ : આદિવાસી ચેતનાનું સામયિક
ચૌધરી : અંક ૧ : સપ્ટેમ્બર ૨૦૦૫

પ્રકાશક
ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર
૬૨, શ્રીનાથ ધામ સોસાયટી, દિનેશ મિલ પાસે,
વડોદરા-૩૯૦૦૦૭.

કિંમત
વ્યક્તિગત : રૂા.૧૦/-
સંસ્થાકીય : રૂા.૨૦/-

મુદ્રક
વિરાટ પ્રેસ
વ્રજવાટિકા, સિદ્ધનાથ રોડ, વડોદરા

# ભાષા ભારતી


ભાંતુ
પંચમહાલી ભિલી
રાઠવી
ગરાસિયા
પાવરી
ડુંગરી ભિલી
અહિરાણી
ચૌધરી
દેહવાલી
કુંકણા
ચૌધરી
રાઠવી
કુંકણા
પંચમહાલી ભિલી
ગરાસિયા
ડુંગરી ભિલી
ભાંતુ
દેહવાલી
પાવરી
અહિરાણી

ભાષા : ચૌધરી

# આપળે કે'વાત

ફારતણી સંસ્કૃતિને ચાની આવતી પરંપરાણે મૂલે તે આગાલથી જ ચાની આવીયા. આપળાહાય જીં નખાણમાં આજે મીલતહ તીં તે આગાલ મૂંએ ઉનાયને ચાની આવહં. ફારતણી ફાષા ને સંસ્કૃતિમાં બહું જાતણઅ્ હેરવાણઅ્ મીલતહં. નવઅ્ નવઅ્ જીં કાંય નખાતહં ને તેવઅ્ જી નખાતહં તીયામાં જ હાસે એવઅ્ માનવામાં આવતહં: પણ જી નવઅ્ બને તી નખાણમાં હો હોય ને ને મૂંએ મૂંએ કવાય તીયામાં હો હોય. ચાની આવતી પરંપરામાં તીં સંસ્કૃતિ દેખાય. ને તી બદઅ્ જે તે બોની બોનાત તીયામાં હેરવાણઅ્ મીલે. આપળાહાય પેલો સવાલ ઓ હોય કા સંસ્કૃતિ એટલે કાજા? હેરામાં રયાત તી ને ગામળામાં રયાત તીણે સંસ્કૃતિ જુદી જુદી હોય કા? એવઅ્ બદઅ્ જાયણા વગાર તીયા વિશે ખિયાલ કરવાણઅ્ બહું ખોયણાણ કવાય.

કુદરતણા ખોલામાં જીં આદિવાસી રતેહે તીણે એક બહું હારી ચાની આવતી પરંપરા હાસે. તી બદઅ્ મૂંએ મૂંએ નોંકે ક્યાત તીયામાં જ ટકીનઅ્ હાસે. આદિવાસી નોકાહે પેહે નખીનઅ્ કાયની ફણ તીણે ચાની આવતી બદી વાતમાં બહું બદઅ્ હાસે. ફણીની કાયની તેહું તીણે પાહે મોટે મોટે ચપળાહામાં હોય તતર અ્ હાસે. તીણેમાંહા કોય જુદી જાતણી શક્તિ હાસે. આપળે બદાહે પાહે રાજા પાંઠાણી વાત, હરખી વખાતણે પેયળે, ગીતે, વારતા, જીં જુદે જુદે વખાતં ગાવાયાત તેવી વારતા. બદઅ્ બહું હાસે. તીં બદઅ્ જુદા જુદા વાજિંત્રો હારી કવાય, તીયામાં ડોવળઅ્, ટારપઅ્, તુર, વાહલી, ધાંધલી, ટીંગરી એવા બદામાં હહવાણ અ્ હો આવે.

આદિવાસી નોકાહે પેહેં ગીતે, જીખણે, કે'વાત, વારતા ઈ બદાહમાં સંસ્કૃતિને જીવનણો આનંદ હેરવાણો મીલે. તી બદઅ્ જુદે જુદે સમયે આપળાહાય ઉનાવાણઅ્ મીલે. આપળે કેવાત ને જીખણહામાં જે કલ્પનાને બુદ્ધિ દેખાતીયા તીયા વિશે આપળે વિચાર જે તે જીણહાય બુદ્ધિ વગારને નોકો માનાત તીણે પેહે કતર અ્ બદઅ્ જાણવાણઅ્ હાસે. આજે આદિવાસી નોકાહેણે આઝાદ ફારતણા નોકાહા હારી મીલી જવાણઅ્ કવામાં આવે. પણ મુખ્ય પ્રવાહ એટલે કાજા? જીને જીયે રાંડાયની ડોહનીણઅ્ જારા માન ની મીલે. ડોહન્નીણે હરખો ભાગ આપવામાં ની આવે. ડોહની હાહરે જાય તે કોઈણે વાંદો હોય. એવા નિયમો કરતા હારી હમાજ તીણેમાં હા. આપળે પેહે જીં હાસે તી દુનિયા હેરતી હા તે વિચાર કરતીયા કા ઈણે પેહે તે બદી જાણકારીને હમાજ હા તતરી આપળે પેહે હો કાયની હા. આદિવાસી નોકાહેં પેહે જીં હમાજ ને જાણકારી હા તી આપળે જાણને કાજા કરવા જોજે તેવઅ્ આપળે આપળે કેવાતમાં કાણી વાત હાસે તી જાણજે તે કેવઅ્!

દક્ષિણ ગુવરાતમાં આદિવાંસી નોકે વહતે હે તીયામાં ચૌધરી, ધોડિયા, ગામીત,

કુંકણા, વસાવા, કોટવાલે, દુબલે એવી નહદી જાતણે નોકે રઅ્તે હાં. તીયામામણે એક ચૌધરી હા. ચૌધરીણે જે કે'વાત હા તીણેમાં નોકાહે જીવનણી વાત તીયામાં આવતીયા. તીણે કેવાતમાં હાચી વાત ને જીવનમાં બનીના પરસંગ ને અનુફવમાંથી એ બદી ક'વાત આવની હા. એ બદી કેવાત મૂએ મૂએ જ કવાતીયા. ને હાચવયની હા.

ગડાહા વગાર ગાહ્નઅ્ ની વલે.આપળે જાણતામ કા કોય બી કામ હોય વડીલ માણહા વગાર કામમાં અબદા પળે. ફણ તેહું અમે આપળે જુવાન્નાં તીણે આવળત પરમાણે જાતે જ કરને તીયાર હોય જાયાત ને ગડાહાય ની નેજાયાત.

આપળે જાણજે કા ચૌધરામાં વેવા એટલે આનંદણો ઉત્સવ કવાય. તીયામાં આખી રાત ડોવળા હારી નાચીન પૂઠી બીજે દિહી નાડાણે માફામાં બેહાળીન્ ગાડલાહામાં જાન કાળવાણી. જાનીમાં જાવાણ અ્ એટલે જુવાન્નાહાય તે વાતજ ની પૂછવાણી. બદા જુવાન જુવાન તીયાર હોય ગયાને ગડાહાય કોઈણે કાયની નેદા. તેહુ એક ડોહો જાનમાં આવણે તીયાર હોય ગો. ફણ જુવાન્નેહે ડોહાય જાનમાં આવવાણી ના પાળી દેદી. કેહે કા જાનીમાં ડોહાણે કાંય હોય તે હાચુવવા પળે. એટલે મજાની આવે . તેહુ ડોહો તે દપીન્ પાંજરામાં બેહી ગો. ને જાન નાડેંણે ગામાં પઅ્ચી તે જાનણે અટકાવી. ને કઅ્ય કા આમારે સવાલણે જવાબ આપતા તેજ જાન જાવા દેજે. તુમારે પન્નાવાણઅ્ હોય તે ગામણે પાદરે કૂવો હા તો કૂવો ધીરા કઅ્તે ફરવા પળી. બદા જુવાન્નાતે વિચારમાં પળી ગયા. કૂવાને કેહે કેહે ફરવાણો. ને ગડાહાય યાદ કરને મન્નડા. તીયાર પાંજરામાં બેઠનો ડોહો કઅ્તોવા પોહાહા ચિંતા નખે કરતા. ગામ વાલા કઅ્લા આસવાથી તે કૂવો ગાલાય કા જે. તે ધીહાથી હો કૂવો થોળો ફરાય. તીયાર જુવાન્ના બોની પયળા કા ગડાહા વગાર ગાહ્નઅ્ ની ચાને.

ઈયે ક' વાત જેવી જ એક બીજી કે'વાત હાસે.'ધીહા કરીન કૂવો ફરાયની ને આસવા કરીન કૂવો ગાલાય ની.'એવી થોડળક કે'વાત આપળે જાણતા.

૧.આડંલાં બેર અ્ ફૂટાયાં, ૨.આવી પાવણી ને બેહાડી દહ્લે, ૩.કાંબલો ફીગી તીયાર ખરાબ પળી, ૪.બગનો ફગાત હઅ્ વખાત ધૂણે, ૫.ધયર અ્ હાથે ને પયળઅ્ માથે, ૬.આજ્તો હેદનારો, ૭.આસવામાં પાણી પૂગે તા હુદી જીવજે, ૮.આદો ખાયને લાગ્જે, ૯.અકાનણો બોકાળે, ૧૦.એહનારી આવી ગોઈ, ૧૧.ઓકણો બે ની હોય, ૧૨.આગ નાગે તીયાર કૂવો ખોંદે, ૧૩.આખી રાત દહ્નઅ્ ને કોયળામાં આહારઅ્, ૧૪.આતળે નીફલાય ગયે, ૧૫.અખાત્રીણે પૂંજ મુકી, ૧૬.અવતાર બહ્નો, ૧૭.આખલો ઉખ્ખારોવા, ૧૮.આયા મીલી તે બદે મીહ્લે, ૧૯.આસી રાબડી પાસી નાવી, ૨૦.એખના માણહાથી વેર ની વલે, ૨૧.કય કાજા ને નાવો કાજા, ૨૨.કહાર કરે તો બીજે, ૨૩.કાહ્લા મેગાણે પૂંજ મૂકી, ૨૪.કાન ફૂકી ફૂકીને હારો કઅ્દો, ૨૫.કાગ ટચે ને બગ ટચે, ૨૬.કૂકડો વાહયો ને જગલો નાઠો, ૨૭.ખાવાણે રોટનો ને બેહવાણો આટનો, ૨૮.ખાંડી કોદરી ધોણે ગઈ, ૨૯.ખોખરે ઉંબરે બગનો ભૂત, ૩૦.ઘરમાં ઉંદરે ભૂખે મરે ને વટ તે જબરો, ૩૧.ખેડે તીયાય ખેતી ને રય તીયાણે ખ્હર, ૩૨.ગજવામાં હોય તીયાર ખાવાય ૩૩.ગરીબણે ફોજહાય ને તવંગરણે વહુ, ૩૪.ગમદા આંબણે પોહો.

લુંડીઓ આખી હળદેરને સપોળા પેર ઘહીકને લાડાના ડીલ પર પીઠી ચોળે સે. મોડી રાત હુદી ટીમલી કુદે સે.

વેવાનો બીજો દાહડો એતરે બાજળાનો દાહડો કહે સે. હવારમે લાડાને આબાનું દાતુણ કરાવે સે. પસેન ઉઘરાવી તેલ સડાવી પીઠી ચોળી લાડાને તીયાર કરે સે. હાથુમાં તલવાર અન નારિયેલ ઘલાવે સે. એક ગાડામે બેહાડી ઉગમણી પાહ જહા ગોમની હદ હોય સાહા લાડાને લેકને જાય સે. બૈયરો લાડા હગાથ ગાડામે ગીતુ ગાવે સે. સાહા જઈકને લુડા લાડાને ખભે બેહાડીને હેટા ઉતારે લુડીઓ લાડાના હાથમે ડાંગર અન પોણી આલે સે. તીન દાહડા ઘમી ધરીને લાડો દાડાને વોંધે સે. ઈને ઓણા કાઢવા અહી કહે સે. હેહલી રીતમે હાજે બુડમણી પાહ જઈકને બુડતા દાડાને વોધે સે. બપોરે બૈયરો ન પોયરો ગીતો ગાવે સે. આદમી માનહ્ બાજળા સીવે સે. હાજે રાત્રે ટીમલી કુદે સે.

હિબ્બોળીન દાડે દાળીની જેમ જ ઉઘરાવે, તેલ નાખે,પીઠી ચોળે, ઓણા કાઢે સે. હાજે આણા કાઢીને વળતી વખતે હિબ્બોળી પૂજવા જાય સે. ગામની હદ પર એક ઝાડ હેઠુ ઘોડાને ઢાબુ મુકીકને હિબ્બોળી માતાનું થાનક હોય સે. જે પોરાયો લુડીઓ હોય તેવ્યેણો મકાઈના લોટમે હળદેર નાખીકને રોટા બનાવીને લાવે સે. હિનાન રોટા હિબ્બોળી માતાને પૂજે સે, ને રોટોનો નેવોજ બધા મોનહૂન આલે સે. ઢોલીયા ઢોલ વગાળે સે અન લાડાને એક લોક ખભા પેર બહાડીકને ગોળ ગોળ ફેરવીકને કુદાળે સે. આમ સાત લોક બદલાયકને લાડાને ઉસકે સે અન કુદાળે આહે - પાહે બૈયરી ગીતો ગાવે સે. લુડીઓ હાથમે ડાંગર આપે સે. તીને લઈકને લાડો ઝાડ ઉપર નાખીકને હાથ જોડે સે. ભાભરીયા ગોત્રમે પોરાયને પેણાવવાની હોય તેર હિબ્બોળી પૂજે સે. લાડાની હિબ્બોળી જાન જાતી વખતે વાટમે પૂજે સે. રાતે ટીમલી કુદે સે.

બેઠકના દાહડે રોજ કરે તે દ રીતે રીત કરે સે. મોટલા માનહ્ રોધવાનું કોમ કરે સે. નમતા દાડે જહાં ધરતીમાતાને તેલ ચડાવ્યું હોય તે દ જગા પોર લાડોને લુડા-લુડીઓ તેલ ઉતારવા ઘુમચો વરે સે. બીલખાની ટીગલી પોર બધા બે-બે ઓગરી મુકે એતરે પુજારો બોલ બોલીકને તેલ રેડે સે, એતરે બધા ઉપોરથી હેટી ઉતારે સે. ગોતરેળો ભરવાવાળો તે દ ગોત્રનો હોય સે. તે પેણેલો હોય સે. તેની બયરી ધોન ભરેલી ડોંગરના ચોખા કાળે સે. અન રોધે સે. ગોતરેળો ભરવાવાળો કોરી ગાગેર ને નારિયોલ અને ધોરુ ચાખલુ લઈકને કુવે જાય સે. પાંસ ઓટા વધામણું વધાવીને ગાગેરમે પોણી ભરીકને પૂજે સે. ગાગેર પોર નારિયોલ ને ચાખલુ મેલીનન ગોતરેળીયો મુડા પોર મેલીને ટોળે આવે સે. ટોળે લાડો ગાગેરને અન ગોતરેળીયાને વધાવે સે. ઢોલીયા ઢોલી રમે સે. ગોતરેળીયો પૈહા ઢોલીયાને આલે સે. ગોતરેળાની ગાગરને ડોંગેરની ઉપર ઘલીએ મેલવામે આવે સે. ઘોરના લોકુ અન ભાભરીયા ગોત્રના બધા લોકુ ઘોરમે ઘલી આગળ બેહે સે. ગોતરેળીયો, પૂજારો, ડાહા આદમી ગોત્રીજને પૂજે સે. ગોત્રીજ એતરે તે દ ગોત્રનો કુળ દેવ. ખાવા રાધેલુ અન ધોણ ભરેલા ચોખાની કોદરી પૂજે સે. પછેન નાત ખાય સે. નાતના ખાધા પછેન ગામના લોકુ અન હગાઓ સાગના કે ખાખેરના પોયડામે ખાવા આલવા આવે સે. અન ખાય સે. લાડાને તીયાર

કરીકને બેકડા ઉપોર બેહાડીને લાડાનો બાહ વધાવીને બે વીહન અગિયાર રૂપિયાનો પોહ આલે સે. અન પછેન બધા માનહ પોહ આલે સે. લાડાના હગા મામોહ, ફુવોહ, માસીહ, જીજીહ ઢોલીયા ને મોદોર વગાડીને કુદતા કુદતા પોતાને ઘેરથી આવે સે. તીને મોહાળુ લાવે એવુ કે સે. મોહાળાને લોકો ટોળે વધાવીને માડવે બેહાડે સે.

રાતે બાર વાગે ગોમનો ડાયો કે મોટલો માનહ લાડાને ચાખલા પેરાવીને પાઘડીમે સવા રૂપિયા મેલીને ફેટો બાધા સે. પેટીમે પલ્લા મુકે સે. પોટી એતરે વાહળાની બનાવેલી એક જાતની મોટી ટોપલી સે. ઈની મઈ રોટા ઘાલવા વણવામે આવે સે. ઢોકણું હો હોય સે. જોન તીયાર થઈકને રાતના એક વાગે જાય સે. પોટીમે મકાઈના રોટલા, ચોખા, બંધુ મુકીને લાડાની બોનેહ શણગારીને માથે મુકે સે. બહાર આગણામે લાડાને ખબા પોર બેસાડીને કુદાડે સે. તે પછી સુપડામે ડોંગરમે પૈહો અને ખુટો મુકે સે. અને ઘોરના નળીયા ઉપર મુકે સે. તે પછેન ટોળે જઈને લાડો પોટી લીધેલ બોનેહને તલવાર, શેરો, હાર, નારિયોલ આલીને પેણવા મોકલે સે. તે પછેન લાડો ઘોર રેય સે. જોન જતા રસ્તામે શિબોળે જઈને શિબોળી પૂજે સે. જોનમે એક ગાડુ હોય સે. તીમે બૈયરો અને નાહ્લા પોર્યા બેહે સે. અગોળ પોટી મેલીને લાડાની બોનેહ બેહે સે. તીને લુડીઓ પંખો નાખે સે. લાડીનું ઘોર ઢુકળુ આવે એતરે કુદવાનું બંધ કરીકને ચાલુ ઢોલ વગાળે સે.

લાડી પાહના માનહુ એક ટાટી લઈકને કુદતા કુદતા જોનને ઉતારો આલવા લીધે આવે સે. જહા જોન પાડવાની હોય તો ટીમલી રમે સે. પછેન ટાટી હેટી મેલે સે. તેની ઉપોર લાડાવાળા લાડાની બોનેહને પોટી લઈકને બેહાડે સે. કલવો, અન પોણી પાવ્યા પછેન પલ્લા સુપડામે મેલીને ગોમના પુજારો, ડાયો, પટેલ, સરપંચ બંને પાહથી સરખા વખાણે સે. બે-બે બૈયરો લાડીને તીયાર કરવા જાય બીજી બે બૈયરો ચોરી પાડે સે. બીજી પાહ ટોળે લેય સે. ચોરી બનાવ્યા પછેન ત્યા જાન્યાને ચોરી રૂધવા ડોંગ લીને બોલાવે સે. ટોળેથી કોળીયુ ભાગીને ચોરી પર લાડાની બોનેહને બેહાડે સે. તેની હોબે લાડીને બેહાડી સે. પુજારો પેણાવીને ચોરી ફેરા ફેરવે અન કન્યાદોન કરાવે સે. ઘોરમે જઈકને બાજો બદલે સે. જાનને વરાવતી વખતે લાડીવાળા બધા માનહુ લાડીને ગાડામાં બેહાડવા આવે સે. એમ પેણાવીને હવારે સાત-આઠ વાગે જોનને વરાવે સે. પછેન જોન્યા કુદતા કુદતા ઘોર આવે સે.

લાડાને ઓગણે જોન આવે એતરે લાડો ઘરમેથી બારો આવીને ટોળેથી લાડી હગાય રાખે સે. ટોળેથી લાડી-લાડાના છેડા ગોઠીને ઘરમે બેસાડે સે. અને એક બીજાને હાથેથી સોપારી છોડાવે સે. છેડા પણ સાત વખત છોડી અન ગોઠો વરાવે સે. ઘોરની ઘલીએ બેહીકને બાજો બદલાવે સે. ઘલી અગોળ બેહાડીને પથ્થરના નીહાતરાનુ પોર્યુ બનાવીને લાડા-લાડી રમાડવા આલે સે. તેવ્યાનું નોમ પણ પાડે સે.

વળી તેની ઉપર પાણી રેડીકને મુતરી ભર્યું કરીકને લાડીને કપડા બદલાવે સે. તેર પછેન લોટામે પોણી લઈને ઘોર ચોફેર સાત વખત ફેરવે સાતમે ફેરે એક બીજાને લોટો મારીને ઝગડો કરે સે. સુપડામે મુકેલા સકન જોવે સે. લાડાને નવી લાડી ઉઘરાવે સે. ચાખલા ધુવે સે. છાણ ઉકળે નાખે સે. નવ્લી લાડી ગોતરેળાની ગાગર લઈને કુવે

જાય સે. સહા જાઈકને ડૉગર વાવીને પોણી પાવે સે. નારીયોલ ફોળી ખોપરુ આલે છે. કુવેથી ગાગર પાણી લાવે તેને લાડો ઉતારીને ઘરમે મુકે સે. એમ વેવા પુરા હો જાય સે. થોડા દાહડામે આણા વારે સે. એતરે કે ટોપલી વારવી એમ કે સે.

હાલના સમયમે બોપા ગોમમે ભાભોરીયા ગોત્રના એકવિહ ઘોર સે. જીમે આઠ ઘોરના લોકુમે પોટી લઈકને પેણવા જવાનો રીત-રીવાજ સે. બાર ઘોરમે ભગત થયા હોવાના લીધે લાડો પોતે પેણવા જાય સે. પોટીએ પેણવાનું કારણ ભાભરીયા ગોત્રનો દેવ કુવારો હોવાના લીધે પોટીએ પેણે સે. આથી વરહોથી ચાલી આવત્લી રીત હાય લુમ હોતી જાય સે.

ઉપરોક્ત લેખનું ગુજરાતી અનુવાદ

## ભાઈની જગ્યાએ બહેન પરણવા જાય

ગુજરાતના પૂર્વપટ્ટી વિસ્તારના વડોદરા જીલ્લાના છોટાઉદેપુર તાલુકામાં રાઠવા આદિવાસીઓની વસ્તી છે. રાઠવા જાતિમાં ૮૩ ઉપરાંત ગોત્રો છે. જેમાં દરેક ગોત્રમાં રિવાજો થોડા થોડા અલગ હોય છે. રાઠવા જાતિની ભાભરીયા ગોત્રની જાન ખૂબજ આશ્ચર્ય પમાડે તેવી છે. મોટાભાગની જાતિઓની જાનમાં વરરાજા પોતે પરણવા જાય છે. પરંતુ ભાભરીયા ગોત્રમાં વરની બહેન પોટી લઈને પરણવા જાય છે. છોટાઉદેપુર તાલુકાના સુરખેડા, અંબાલા, દેવહાટ, બોપા, હરવાંટ ગામોમાં ભાભરીયા ગોત્રના લોકો રહે છે. સગોત્ર લગ્નવ્યવસ્થા નથી, બહિર્ગોત્ર લગ્નવ્યવસ્થા છે. એટલે બીજા ગોત્રની જાન આવે તો પણ ભાભારીયા ગોત્રની રીત પ્રમાણે તેમની બહેન પોટી લઈને પરણવા આવે છે. ભાભરીયા ગોત્રમાં બધા ગોત્રોની જેમજ લગ્ન દરમ્યાન દરરોજ વિધિ થતી હોય છે, પણ જાનમાં બહેન બધી વિધી કરે એ જાણવા જેવુ છે. જે રાઠવા સુરતનભાઈ ઝુપડાભાઈ રે. બોપાનું લગ્ન વર્ણન કહી સભળાવ્યું જે પોતે પરણવા ગયેલ નથી પણ તેમની બહેન પોટી લઈને પરણવા ગયા હતા.

ભાભરીયા ગોત્રમાં ત્રણ, પાંચ કે સાત દિવસ સુધી લગ્નોત્સવ ચાલે છે. પ્રથમ દિવસને નૌતરા કરવા અથવા તેલ ચડાવવાનો દિવસ કહે છે. તે દિવસે ગામનો ડાયો અને વડીલો સવારમાં સુકન કાઢવા જાય છે. દેવચકલીના લીલા ઝાડ ઉપર દર્શન થતા સારા સુકનથી લગ્ન-વિધિમાં નૌતરા કરે છે. ચોખાને હળદર અને તેલથી મોવીને જ્યા જ્યા દેવનું થાનક હોય ત્યાં ત્યાં નૌતરાના ચોખા ચપટી-ચપટી મુકીને નૌતરે છે. તેમાંથી જ સગા સંબંધીમાં મોકલવાના નૌતરા બનાવે છે. તલના તેલ શીશીમાં ભરીને નાળાછળી બાધી કન્યાને આપવા બે વ્યક્તિને મોકલે છે. તેલ આપવા ગયેલા માણસો પાછા આવે એટલે વર બજારમાં ખરીદી કરવા મિત્રો સાથે જાય છે. સાંજે તેલ ચડાવવા માટે ગામના લોકો ભેગા થાય છે. સ્ત્રીઓ ગીતો ગાય છે. ઢોલીયા ઢોલ વગાળે છે. આંગણામાં તીર રોપીને પ્રથમ ધરતીમાતાને વધાવે છે. વરરાજાના પાંચ દિવસના સેવકો બે છોકરીઓ અને બે છોકરા નીમવામાં આવે છે. વરરાજા લુંડા અને લુંડીઓ

એમ પાંચ વ્યક્તિ ધરતીમાતાને તેલ ચડાવે છે. પાંચેય વ્યક્તિ એક સાથે જમણા હાથની બે-બે આંગળી તીરની નીચે રાખે છે. પુજારો તેલની ધાર પાડતા ઉપર તરફ ચડાવે છે, આમ પાંચ વખત કરે છે. પછી ઘરમાં વરને બેસાડીને તેના માથામાં તેલ નાખીને ચડાવે છે.

વરરાજાને પાટલા ઉપર બેસાડી એક ચાદરમાં પાંચ પાલી ડાંગર નાખી લુંડા લુંડીઓ ચોખા કાઢવાની વિધી કરે છે આને ઘોણ ભરવી કહે છે. જુવારના લોટમાં ગોળનુ પાણી નાખીને રોટલા બનાવી તેને ચોળીને લાડુ બનાવે છે. તે બધા લોકોને પ્રસાદી આપે છે. લુડીઓ આખી હળદરને પથ્થર ઉપર ઘસીને વરના શરીર ઉપર પીઠી ચોળે છે. મોડી રાત સુધી ટીમલી નૃત્ય ચાલે છે.

લગ્નનો બીજો દિવસ એટલે બાજળાનો દિવસ કહે છે. સવારમાં વરને આંબાનું દાતણ કરાવે છે. નવડાવી તેલ ચડાવી પીઠી ચોળીને વરરાજાને તૈયાર કરે છે. હાથમાં તલવાર અને નારિયેળ હોય છે. એક ગાડામાં બેસીને પૂર્વ દિશામાં જ્યાં ગામની હદ હોય ત્યાં વરરાજાને લઈ જાય છે. જેમાં ઢોલીયા સાથે ઘણા બાળકો યુવાનો નાચતા નાચતા જાય છે. સ્ત્રીઓ વર સાથે ગાડામાં ગીતો ગાતી હોય છે ત્યાં પહોચીને લુંડા વરને ઉચકીને નીચે ઉતારે છે. લુંડીઓ વરના હાથમાં ચોખા અને પાણી આપે છે. તે સૂર્ય તરફ ધરીને વરરાજા સૂર્યને નમન કરે છે, તેને ઓણા કાઢવા આવુ કહે છે. આ પ્રમાણે સાંજે પણ પશ્ચિમ દિશામાં જઈને આથમતા સૂર્યને પૂજે છે. બપોરે સ્ત્રીઓ ગીતો ગાય છે. યુવાનો અને વડીલો બાજો બનાવે છે. રાત્રે સહુ ભેગા મળીને ટીમલી નૃત્ય નાચે છે.

શિબોળીના દિવસે દરરોજની માફક નવડાવે, માથામાં તેલ નાખે,પીઠી ચોળે અને ઓણા પણ કાઢે છે. સાંજે ઓણા કાઢીને પાછા આવતી વખતે શીબોળી પુજવા જાય છે. ગામની સરહદ પર એક ઝાડ નીચે દેવી હોય છે. જેનુ નામ શિબોળી છે. ગામનો પૂજારો વધામણુ લઈને આવે છે. જે છોકરીઓ લુંડીઓ હોય તે મકાઈના લોટમાં હળદર નાખીને રોટલા બનાવે છે. તે શિબોળીમાતાને પૂજે છે અને સહુ લોકોને પ્રસાદ આપે છે. ઢોલીયા ઢોલ વગાડે છે અને વરને એક વ્યક્તિ ખભા ઉપર બેસાડીને ગોળ-ગોળ ફેરવીને નચાવે છે. આમ સાત વ્યક્તિ બદલાય છે ને ઉચકે છે, અને નચાવે છે. આજુ બાજુ સ્ત્રીઓ ગીતો ગાય છે લુંડીઓ હાથમાં ચોખા આપે છે. તે લઈને વર ઝાડ ઉપર ફેકીને હાથ જોડે છે. ભાભરીયા ગોત્રમાં છોકરીને પરણાવવાની હોય તો શિબોળી કરવામાં આવે છે. વરની શિબોળી જાન જતી વખતે રસ્તામાં કરવામાં આવે છે. મોડી રાત સુધી ટીમલી નૃત્ય નાચે છે.

બેઠકના દિવસે દરરોજની માફક જ દૈનિક વિધીઓ કરે છે. વડીલો સવારમાં રસોડામાં કામ કરે છે. નમતા બપોરે જે જગ્યા ઉપર ધરતીમાતાને તેલ ચડાવ્યું હોય છે, તે જગ્યા ઉપર વરરાજા અને લુંડા-લુંડીઓ તેલ ઉતારવા ભેગા થાય છે. તીરના ઉપરના ભાગે સહુ આંગળીઓ મુકે છે. પૂજારો મંત્રો બોલીને તેલ રેડે છે, એટલે બધા તીરની નીચેની તરફ આંગળીઓ સરકાવીને તેલ ઉતારે છે. ગોત્રેળો ભરવા જે તે ગોત્રની જ એક પરણેલ વ્યક્તિ તૈયાર થાય છે. તેની પત્ની ઘોણ ભરેલી ડાંગર ખાંડીને ચોખા કાઢે છે, અને રાંધે છે. ગોત્રેળો ભરનાર માણસ એક કોરી(નવી) ગાગર અને

નારિયેળ અને સફેદ કાપડ લઈને નાચતા-કુદતા કુવે જાય છે. કુવા ઉપર ગોત્રેળો ભરનાર વ્યક્તિ સ્નાન કરે છે. વધામણું કરીને વધાવીને ગાગરમાં પાણી ભરીને જળદેવીની પૂજા કરે છે. ગાગર ઉપર નારિયેળ અને સફેદ કાપડ મુકે છે અને ગોત્રેળો ભરનાર માણસ ઉચકીને લાવે છે. સહુ લોકો નાચતા ગાતા આવે છે. વરરાજા ટોળે આવીને ગાગરને વધાવે છે. ઢોલીયા ઢોલી રમીને ગોત્રેળો ભરનાર માણસ જોડે રાજીખુશીથી પૈસા માગે છે. ગોત્રેળાને ઘલી આગળ ડાંગરની ઢગલી ઉપર મુકવામાં આવે છે. ઘરના માણસો અને ભાભરીયા ગોત્રના બધા લોકો ઘરમાં ઘલી આગળ બેસે છે. પૂજારો અને વડીલ લોકો ગોત્રીજને પૂજે છે. ગોત્રીજ એટલે તે ગોત્રનો કુળદેવ. જમણવારમાં બનાવેલી રસોઈ અને ઘોણ ભરેલા ચોખાનું ભાત પૂજે છે. સૌ પ્રથમ ઘરના તથા ગોત્રના લોકો જમે છે. તેને નાત ખાવુ એવુ કહે છે. નાતના જમણવાર પછી ગામના બધા લોકો અને સગા સ્નેહીઓ સાગના કે ખાખરના પાન કે બાજમાં જમે છે. વરરાજાને તૈયાર કરીને ખુરશી ઉપર બેસાડી વરનો બાપ વધાવીને ૫૧ રૂપિયાનો ચાંદલો કરે છે ત્યાર પછી બધા લોકો ચાંદલો કરે છે. ચાંદલાને પોહ આપવી એવુ કહે છે. વરના નજીકના સગાઓ જેવા કે બહેન, ફોઈ, મામા, માસી વગેરે લોકો પોતાને ત્યાંથી ઢોલીયા અને મોદોળ લઈને આવે છે. ફળિયાના લોકો એકસાથે નાચતા ચાલતા આવે છે. મોસાળીયાઓને વર ટોળે આવે તો વધાવે છે. અને સ્વાગત કરે છે.

રાત્રે બાર વાગ્યે ગામનો ડાયો કે વડીલ વ્યક્તિ વરને કપડાં પહેરાવી પાઘડીમાં સવા રૂપિયો મુકીને પાઘડી બાધે છે. એક પેટીમાં ઘરેણા અને કન્યાને આપવાનું પલ્લુ તૈયાર કરે છે. પોટી એ વાસની પાતળી ચીપ્સમાંથી બનાવેલું એક રસોડામાં રોટલા મુકવા માટેનું વાસણ છે. જે દોઢ ફુટ જેટલુ પહોળુ અને પોણો ફુટ ઉચું ગોળ આકારમાં હોય છે, તેના ઉપર વાસમાંથી બનાવેલું ઢાકણ હોય છે.

જાન તૈયાર થઈને લગભગ રાતના એક વાગ્યે નીકળે છે. પોટીમાં મકાઈના રોટલા ચોખા વગેરે મુકીને વરની બહેનને શણગારીને માથે મુકાવે છે. બહાર આંગણામાં વરને ખભા ઉપર બેસાડીને નચાવે છે. આ વિધિ પછી એક સુપડામાં ડાંગર મુકી તેમાં એક સિક્કો અને ખુટો મુકીને ઘર ઉપર મુકે છે, ત્યાર પછી ટોળે જઈને વરરાજા પોટી લીધેલ બહેન ઉપર સેરો, હાર, તલવાર, નારિયેળ આપીને જાનને વિદાય આપે છે. તે પછી વર ઘરે જ રહે છે. જાનમાં જતા રસ્તામાં ગામની હદ પુરી થતા ત્યાં શિબોળી પુજે છે. જાનમાં એક ગાડુ હોય છે. તેમાં સ્ત્રીઓ અને નાના બાળકો બેસે છે. આગળ પોટી મુકીને વરની બહેન બેસે છે, તેને લુંડીઓ પંખો નાખે છે. કન્યાપક્ષના ઘર નજીક નાચવા કુદવાનું બંધ કરે છે. અને સાદા ઢોલ વગોળે છે. તેને ચાલુ ઢોલ વગાળવું એવુ કહે છે.

કન્યાપક્ષેથી એક ટાટી લઈને નાચતા કુદતા જાનને ઉતારો આપવા માટે આવે છે. જ્યાં જાનને ઉતારો આપવાનો હોય તે જગ્યા ઉપર આવીને ગોળ-ગોળ ટીમલી નાચે છે. પછી ટાટી નીચે મુકે છે. ટાટી ઉપર જાનૈયા પોતે લાવેલ ગોદડી પાથરીને વરની બેનને બેસાડે છે. કલવો ખવરાવ્યા બાદ પલ્લુ સુપડામાં મુકે છે. ગામનો પૂજારો ગામનો ડાયો, પટેલ, સરપંચ, વડીલો બંને પક્ષના સરખા થઈને ઘરેણા(પલ્લુ) વખાણે છે. બીજી તરફ બે-બે સ્ત્રીઓ ચોરી બનાવે છે. બીજી તરફ વરની બહેનને ટોળે લાવે છે.

ત્યાં કન્યાની માતા વધાવીને કોડીયું ભંગાવે છે. ચોરીની રખેવાડી કરવા માટે બે વ્યક્તિઓ ડાંગ ગોઠવીને ઉભા રહે છે. વરની બહેનને ચોરી પર બેસાડે છે, અને સામે કન્યાને બેસાડે છે. પોટીને પગ આગળ વરની બહેન રાખે છે. વરની જે જે વિધી આવે તે વરની બહેન કરે છે, ત્યાર પછી કન્યાદાન સ્વીકારે છે ઘરમાં જઈને બાજો બદલે છે. જાનને વિદાય આપતી વખતે કન્યાપક્ષેથી સહુ લોકો કન્યાને ગાડામાં બેસાડવા આવે છે. આમ સવારના સાત કે આઠ વાગ્યે કન્યાને વિદાય આપે ત્યાર પછી જાનૈયા નાચતા ઘરે આવે છે.

વરરાજાને આંગણે જાન આવે એટલે વરરાજા ટોળેથી બહેન પાસેથી તલવાર, નારિયેળ, હાર લઈ લે છે, અને ત્યાંથી પછી તે બધી વિધીમાં સામેલ થઈ જાય છે. આ વખતે વિધીમાંથી બહેનને મુક્તિ મળે છે. વર અને કન્યાને ઘરમાં બેસાડીને એક બીજાને મીંઢળ છોડાવે છે, અને ગાંઠ બંધાવે છે. ઘરમાં જઈને બાજો બદલાવે છે અને ખવરાવે છે. પથ્થરના નિહાત્રાનું બાળક બનાવી તે વરને અને કન્યાને રમાડવા આપે છે. તેનું નામ પણ રખાવે છે. ત્યાં વળી કોઈક પથ્થર ઉપર પાણી રેડીને છોકરાએ એકી કરી આમ કરીને કપડાં બદલાવે છે. આ પછી બંને કોસમાં ઘરની પ્રદિક્ષણા કરાવે છે. ઘર ઉપર મુકેલા સુપડામાંથી સુકન જોવડાવે છે. નવી આવેલી વહુ વરને નવડાવે અને કપડાં ધુવે છે, ત્યાર પછી ઘરમાંથી વાસીદુ વળાવે છે. આ બધા કામો સાચે જ કરવાના નથી હોતા પણ રીતમાં પાંચ કે સાત વખત કરાવે છે. નવી વહુ ગોત્રેળાની ગાગર અને નીચે મુકેલી ડાંગરની ઢગલીને લઈને કુવે જાય છે. કુવે જઈને એક જગ્યા ઉપર ડાંગરને વાવે છે, પછી તેના ઉપર ગાગરનું પાણી પાવે છે. વરનાં હાથનું નારિયેળ વધેરીને પ્રસાદી આપે છે. નવી વહુ ગાગર પાણી કુવેથી ભરીને લાવે છે તેને વર માથા ઉપરથી ઉતારી ઉચકીને ઘરમાં મુકે છે. આમ લગ્ન થયાના થોડા દિવસોમાં વારાફરતી બંને પક્ષેથી આણા વળાવે છે, અને બધા સગા જતા આવતા થાય છે.

વર્તમાન સમયમાં બોપા ગામમાં ભાભરીયા ગોત્રના ૨૦ જેટલા કુટુંબો છે. જેમાં હાલ ૮ કુટુંબમાં પોટીએ પરણવાનો રીવાજ છે. ૧૨ જેટલા કુટુંબો ભગત થયા હોવાથી વરરાજા પોતે જ પરણવા જાય છે. પોટીએ પરણવાનું કારણ કુળદેવ કુંવારો હોવાનું જાણવા મળે છે. આ વર્ષોથી ચાલી આવતી પરંપરા હાલ લુપ્ત થતી જાય છે.



ભાષા : કુંકણા

# માના દિલ્હીના અનુભવ

દિલ્હી કીસીક આહા, કાય આહા તી ખબર ની હતી. આમાલા સાંગાં કા "દિલ્હીલા જાવલા." આમી ઘરહૂન કલાકાર ભાઈ-બહેન સાહલા લી હન આનાંવ. દિલ્હીલા આનાંવ ત આપલે જે ઈન્દિરાગાંધી કલાકેન્દ્ર વર ઉતરનાવ ત આખે ભારતદેશને આદિવાસી સાહલા મીળનાંવ. નવી નવી ભાષા, વાયલા-વાયલા પહેરવેશ હેરી આયકીહન આનંદિત હુયનાંવ.

દુસરા કા તેને પૂડ મિટીંગ આયકી ત જમીન જંગલ વિશે જાનુલા મીળનાં. તે કના અધિકારી હતાત અન કોન હતાત તી આપલે નીં વળખજન પન આપલે આદિવાસી ભાઈ સાહલા ચાંગલે રીતે તેંહી ગોઠ દાખવી. યી જાગા અન ઝાડ આપલાં આહાત, તેવર કોનાના અધિકાર ની આહા. યી ગોઠ આયકી ત માલા હોડા આનંદ હુયના કા ખરેખર ઈસાં આપલે દરેક ગાંવમાં એકતા કરી ને સંપ રાખીહન આપલે જાગા જમીન સાટીં કાહીં તરી કરું ઈસાં માને દિલમાં હુઈ ગેહેં.

અન માગુન મગ અલગ- અલગ ગાવના સાંસ્કૃતિક પોગ્રામ હેરીહન ખૂબ ખુશ હુયનાંય. આપલે આદિવાસી ભાઈસાહમાં સાંસ્કૃતિક કલા આહા તી આજુનહી જીવીત આહા તી આપલે જાળવી રાખુલા અન ચાલુ રાખુલા આહા.

અન દિલ્હી ત માલા હોડીક ગમની કા, ખોબ ચાંગલી ગમની. દિલ્હી સરકારની નીહીં પન આપલે આદિવાસીસી આહા ઈસાં માલા લાગના. દિલ્હી કિસીક આહા, કઠ આહા તી આમી કોની દેખેલ નીહીં, અન કોની દાખવેલ નીહી કા ઈ સરકાર આહા. ઈસા ખરેખર ત બાહેરને લોકસીં યીં કરેલ કા આપલે લોકસીં કરી થવેલ, યીં કાહા કરતાહાં? ઈસાં ની હુયુલા પડ. જીસાં કા યે પૃથ્વીવર આજ આપલે ઊભા આહાવ તી આપલી પદરની આઈસ આહા તીની ચાકરી કરુલા આપલા હક્ક અન અધિકાર આહા તીં સાઠી જાનપન દેવલા આમી તયેર આહાંવ. કાહા કા આજ આપલે જાન દેંવ ત આપઠલાં પોસાં મોહર મહેનત મજુરી કરી જગતીલ, જગત રહતીલ. માનાં જ નીહિ, તૂમની જ નીહિ પન અખે આદિવાસીસીં યેની જતન કરુલા પાહાય જ. અન કરતીલ ઈસી માલા આશા આહા. આજ આપલે જાગાવર મોઠ-મોઠલા દેવ-દેવી આહાત, જંગલ આહા, દગડ આહા, તેને હારી પશુ-પક્ષી, જીત-જનાવર આહાત તેના આપલે એક સેવક આહાવ અન સેવા કરતા રહું. ઈસાં કરી પૂઢલીપીડી પન કરીલ ઈસી માલા આશા આહા અન કરતીલ જ.

ઉપરોક્ત લેખનું ગુજરાતી અનુવાદ

# મારો દિલ્હીનો અનુભવ

દિલ્હી કેવી છે. શું છે તે ખબર ન હતી. અમને કહ્યું કે, 'દિલ્હી જવાનું છે.' ઘરેથી કલાકાર ભાઈ બહેનોને લઈને અમે દિલ્હી આવ્યા. તો આપણે ઈન્દિરાગાંધી કલાકેન્દ્ર પર ઉતર્યા અને આખા ભારતદેશના આદિવાસીઓને મળ્યા. નવી ભાષા, અલગ અલગ પહેરવેશ જોઈ-સાંભળી આનંદિત થયો.

ત્યાર પછી મિટીંગ સાંભળી તેમાં જમીન જંગલ વિશે વાત થઈ. કયા અધિકારી હતા અને કોણ હતા તે હું ઓળખતો ન હતો પણ આપણા આદિવાસી ભાઈઓને સારી વાતો તેમણે કહી. આ જમીન, વૃક્ષો આપણાં છે. તેના પર બીજા કોઈનો અધિકાર નથી. આ વાત સાંભળી તો મને એટલો આનંદ થયો કે ખરેખર આવું આપણે દરેક ગામમાં એકઠા થઈ સંપ કરીને આપણી જગ્યા-જમીન માટે કંઈક કરીશું એવું મારા દિલમાં થયું.

ત્યારબાદ અલગ અલગ ગામોના સાંસ્કૃતિક પોગ્રામ જોઈ હું ખૂબ ખુશ થયો. આપણા આદિવાસી ભાઈઓમાં જે સંસ્કૃતિ-કલા છે તે આજે પણ જીવંત છે તે આપણે જાળવી રાખી છે, અને જાળવી રાખવી પડશે.

અને દિલ્હી તો મને એટલી પસંદ પડી કે ઘણી સુંદર લાગી. દિલ્હી સરકારનીજ નહીં પણ આપણા જેવા આદિવાસી લોકોની પણ છે એવુ મને લાગ્યું. દિલ્હી કેવી છે, કયાં આવી છે તે અમે કોઈએ જોઈ નહતી, અને કોઈએ બતાવી પણ ન હતી કે આ આપણી સરકાર છે.

આજે જે આપણી સ્થિતિ છે તે બહારના લોકોએ આવીને કરી છે, કે આપણા લોકોએ કરી છે? આવું કેમ કરે છે? આવું થવું ન જોઈએ. કારણ કે જે પૃથ્વી પર આજે ધરતીમાતા છે. તેનું જતન કરવાની આપણી ફરજ અને અધિકાર છે. જો તે માટે જાન કુરબાન કરવી પડે તે માટે અમે તૈયાર છીએ. કેમકે આજે આપણે કુરબાની આપીશું તો આગળ આપણાં છોકરા મહેનત મજૂરી કરી જીવશે. અને જીવતા રહેશે. મારી જ નહિ. તમારી જ નહિ પણ સમગ્ર આદિવાસીઓની આ ફરજ છે કે તેનું જતન કરવું જોઈએ. અને બધા કરશે એવી મને આશા છે આજે આપણી જમીન પર મોટા-મોટા દેવ-દેવી છે, જંગલ છે, પહાડ છે તેની સાથે પશુ પક્ષી, જીવ-જનાવર છે તેના આપણે એક સેવક છીએ. તેની સેવા કરતા રહીએ એમ કરીશું તો આગળની પેઢી પણ કરશે એવી મને આશા છે અને કરશે જ.

ભાષા : પંચમહાલી ભિલી

# ગોમડું અંધસરધા અન દેજપરથા વારુ ની જોયે.

પંસમાલ જિલ્લામાં તા. ૮-૦૪-૦૫ ના દને તાંણ ગ્રામ વિકાસ કેન્દ્રનું ઉદઘાટન ડૉ.ગણેશદેવી સાહેબના હાથે કરવામાં આયું ઈ પરસંગે કાનજીભાઈ પટેલ, એકતા પરીપદના કાર્યકર્તા શ્રી મનોજભાઈ, તાલુકા પરમુખ અને આહે પાહેની ગામ પંચાયતુના સરપંસ, ગ્રામ વિકાસ કેન્દ્રના કાર્યકર ભાઈ બેનુ,આહે પાહેનાં વીહ ગામમાંથી આવીલા આદિવાસી-વિચરતી-વિમુક્તિ જનજાતી તીમજ અન્ય ભાઈ બહેનુએ હાતી મળીને આ કાર્યને સફળતા પુરવક પાર પાડ્યું.

આ આખા કાર્યક્રમમાં વાસ્તુવમાં ગામ કેવું હોવું જુગ્યે, ગાંમનો વિકાસ કીવી રીતે કરીએ તો આપડા ગામના ભાઈ બેનો એકવીસમી હદીમાં કીવા આયુજનોથી ટકી રીહે ઈના ઈપેર જુર દિવામાં આયું.

આખા કાર્યક્રમમાં પેલાં ગ્રામ-વિકાસ કેન્દ્રનો અરથ હમજાવ્યો, જીમાં ગામડાંના આપડાજ માણસો પુત પુતેનો વિકાસ કઈ રીતે કરવો? આ પરસન આપણને ઘણો ભાર લાગે સે. પુણ ઉડાણથી જુવા જગ્યે તો આપણા જ ગામના પરસનને જાતે હમજી અગેડ આવવેનો પ્રયત્ન કરહુ તો વિકાસ કરી શકાસે. આજ હુદી ઘણોવદો આદાર બીજા ઈપેર રાખવાથી તે સેખ ચલ્લીના (મશકરી જેવા) જેવા બણ્યા તેમાં આપડો વખત આન નાણાં વેડફાયાં સે. ઈતરે વિકાસનું માધ્યોમ પુતેના ગામથી કરીયે તો આવનારી પેડીને પ્રોત્સાહન મળહે. આપુ જાણયે સે કે આજાદીના પસાહ વરહ જાતાં રહ્યાં સે, સરકાર પરજા હારુ ઘણીયુ પુજના બણાવે સે, સતાં હમાજ અગેડ આવતો નથી પુણ પસાડી રીતો જાય સે. જી મળેસે ઈતે સમાજના અગેળ પડતા માણહુજ ઈનો લાબ લે સે. ને આપડા માણહુ ઈની પસેડ આંદળી દોટ મીલે સે. યેકતે અભણ, ગરીબ સતાં સારી વહાલી વસ્તુ મીલી આ યુજના પસેડ આંદળી દોટ મીલે સે. સરકાર ઘણું તાજુ કામ કરે સે પુણ ઈ અડદે રસ્તેથું વળાંક લીલે સે.

ગામડાંનો વિકાસ કરવો વે તો આપડે હાતે મળીન કામ કરહું તો ઘણું બદુ થાહે. સરકારને રાહત થાહે, કામ ના કરીએ તો આપડી જમીન દની દની ટૂકી થાતી જાય સે. પસી ઈવું બણે કે આપડી પાસલી પીડી હારુ મકાન બાંદવા જમીન હશે. એક બાજુ ખરસા વદે, બીજી પાહે મોગવારી, આપડે હું કરી હકવાના? પુણ ગામ વિકાસ કેન્દ્ર દ્રારા એક નવો વસ્યાર આપડી હામે મિલવામાં આયો સે. તી ઈ કે આપણો વિકાસ આપડા હાથે કરવો. ગામડાંમાં એકતા ખુટારિવાજો, વહેમ, વગેરેને સુડવા પડહે. નહી તે આપડા ભાઈ ભાઈ નહી રહેને આપડા બાપ દાદાની મહામૂડીને વારસો સે તે પળમાં વેર વિખેર થાઈ જાહે. ઈતરે આપડે બદા એક રીહુ ને કામ કરહુ તો દનિયાની કુઈ તાકુત આપુણને નમાવી ના સકે.

બીજુ કે ગામડાંના આપડા ભાઈબંદુની આર્થિક પરિસ્થિતિ તાજી નથી, ઈ વદાર પડતા દીવામાં બુડીલા હોયતો આપડોજ ભાઈ વ્યસનમાં જાતો રે સે. ઈન બીજો કુઈ મારગ હુજતો નથી. આપડા કેન્દ્ર દ્રારા આનો ઉપાય સે. આપડી પાહે સે. આવોકમાંથી થુડોક ભાગ વ્યસન કરી ઈ બચત આવનારાં વરહુમાં મુડું રૂપ ધરે સે. ઈ બસત આપડા બાળકુના ભણવામાં ખીતીના કામ હારુ, કુઈ ઉદ્યોગ ધંધો કરવા કામ લાગહે. બસત ની ટેવ નથી તો હવે આપડે બસત કરવી પડહે. કર્યા વગર સુટકો નથી અને ના કરીએ તો આપણું સે ઈ પુણ ખુઈ નાખવેના ઈતરે ઉઠો જાગો અને ધ્યેય પ્રાપ્ત ના થાય તાં હુદી એકતા નામના રામબાણને પકડી અગેડ ચાલીએ.

ગ્રામ વિકાસ કેન્દ્રોમાં નીસે પરમાંણેની યુજનાઉ સે.

(૧) ભંડોળ ફળિયા (૨) અનાજ બેંક (૩) અનૌપચારિક સ્કુલ (૪) પાણીની મંડળી (૫) મધમાખી ઉછેર (૬) ઓર્ગેનિક ખેતી (૭) નિવેડ.

આ બદી યુજનાઉ ગ્રામ-વિકાસ કેન્દ્રમાં આવે સે. ઈમાં એકતા, વહેમ અંધશ્રદ્ધા, ખુટારિવાજ, જુની નીયા પદતી વગેરેનું કામ સાલે સે ઈનું ખરું માર્ગદર્શન આ ગ્રામ વિકાસ કેન્દ્રપાહેથી મળે સે.



ઉપરોક્ત લેખનું ગુજરાતી અનુવાદ

# ગામડું અંધશ્રદ્ધા અને દહેજપ્રથાથી મુક્ત હોવું જોઈએ

પંચમહાલ જીલ્લામાંથી તારીખઃ- ૮-૦૪- ૦૫ ના દિવસે ત્રણ ગ્રામ વિકાસ કેન્દ્રોનું ઉદઘાટન ડૉ. ગણેશ દેવી સાહેબના વરદ હસ્તે કરવામાં આવ્યું છે. આ પ્રસંગે પ્રો.કાનજીભાઈ પટેલ, એકતા પરિષદના કાર્યકર્તા શ્રી મનોજભાઈ, તાલુકા પ્રમુખ તથા આજુબાજુની ગ્રામપંચાયતોના સરપંચશ્રીઓ, ગ્રામ-વિકાસ કેન્દ્રના કાર્યકર ભાઈ-બહેનો અને આજુબાજુનાં વીસ ગામોમાંથી આવેલ આદિવાસી-વિચરતી-વિમુક્તિ જનજાતિ તેમજ અન્ય ભાઈ-બહેનો મળી આ કાર્યને સફળતાપૂર્વક પાર પાડ્યું.

આ આખા કાર્યક્રમમાં વાસ્તવમાં ગામ કેવું હોવું જોઈએ. અને એનો વિકાસ કઈ રીતે કરીએ તો આપણા ગામના ભાઈ-બહેનો એકવીસમી સદીમાં ક્યા આયોજનથી ટકી શકશે એના ઉપર જોર દેવામાં આવ્યું.

આખા કાર્યક્રમમાં પ્રથમ ગ્રામ-વિકાસ કેન્દ્રનો અર્થ સમજાવ્યો, જેમાં ગામડાના આપણાજ માણસો દ્વારા પોતે પોતાનો વિકાસ કઈ રીતે કરવો? આ પ્રશ્ન આપણને ઘણોજ જટિલ લાગે છે. પરંતુ જરા ઊંડાણથી જોવા જઈએ તો આપણા જ ગામના પ્રશ્નોનો જો જાતે જ નિરાકરણ કરી એમાં આગળ આવવાનો પ્રયત્ન કરશું તો જ સાચા અર્થમાં આપણો વિકાસ કહી શકાશે. આંજ સુધી ઘણોબધો આધાર બીજા ઉપર રાખવાથી તે શેખચલ્લીના વિચારો સમાન નિષ્ફળ નીવડ્યા છે. તેમાં આપણો સમય-અને નાણાંનો જ વ્યય થાય છે. માટે વિકાસનું માધ્યમ પોતાનાથી-પોતાના ગામથી જ કરીએ તો આપણી આવનારી પેઢીને પ્રોત્સાહન મળી રહેશે. આપણે જાણીએ છીએ કે આઝાદીનાં પચાસ-પચાસ વર્ષોનાં વહાણા વીતી ગયાં સરકાર પ્રજા માટે ઘણી યોજનાઓ પણ બનાવે છે. છંતા સમાજ આગળ આવવાને બદલે પાછળને પાછળ ધકેલાઈ રહ્યો છે. અથવા તો મળે છે તો જે તે સમાજના આગળ પડતા માણસો જ આનો ઉપયોગ કરતા હોય છે. અને આપણા માણસો આવી યોજના પાછળ આંધળી દોટ મુકે છે. એકતો શિક્ષણ ઓછું, આર્થિક સધ્ધરતા ઓછી છતાં આ માણસો પોતાની વહાલી વસ્તુ મુકીને આ યોજના પાછળ આંધળી દોટ મુકતા હોય છે. સરકાર ઘણું જ સારું કામ કરે છે. પરંતુ તે અડધા રસ્તેથી જ વળાંક લઈ લેતું હોય છે.

ગામડાનો વાસ્તવમાં વિકાસ કરવો હોય તો આપણા માટે આપણે સૌ સાથે મળીને કામ કરશું તો ઘણુ બધુ કામ કરી શકીશુ તથા આપણી સરકારને પણ રાહત થશે. આપણે આ કામ નહીં કરીએ તો એક તો આપણી જમીન દિવસે-દિવસે ટૂંકી થતી જાય છે. પછી એવુ બનશે કે આપણી પાછલી પેઢી માટે મકાન બાંધવા પૂરતી જમીન હશે. એક બાજુ આપણા ખર્ચાઓ, બીજી બાજુ મોંઘવારી આપણે શું કરી શકવાના? પરંતુ ગ્રામ-વિકાસ કેન્દ્ર દ્વારા એક નવો જ વિચાર આપણી સમક્ષ મૂકવામાં આવ્યો છે. અને એ જ કે આપણો વિકાસ આપણા હાથે કરવો. ગામડામાં એકતા, કુરિવાજો, વહેમ, અંધશ્રધ્ધા વગેરેને તિલાંજલિ આપવી પડશે નહીં તો પોતાનો ભાઈ-

ભાઈ નહી રહે અને જે આપણા બાપ દાદાની મહામૂંડી જે વારસો એકતાનું ભાથું છે. તે પલભરમાં વેર-વિખેર થઈ જશે. એટલે આપણે બધા એક સાથે રહીને જો કામ કરીશું તો દુનિયાની કોઈ પણ તાકાત આપણને નમાવી નહી શકે.

બીજું કે ગામડામાં અપણા ભાઈબંધની આર્થિક પરીસ્થિતિ સારી ન હોય, તે વધારે પડતો દેવામાં ડૂબી ગયેલ હોય તો તે આપણો જ ભાઈ વ્યસનના માર્ગે જતો રહે છે. એને બીજો કોઈ આગળ આવવાનો માર્ગ જ દેખાતો નથી. પરંતુ આ કેન્દ્ર દ્વારા આનો પણ ઉપાય છે. અને એ પણ આપણી પાસે જ છે. એમાંથી અમુક ભાગ બચત કરવી અને એ બચત જ આવનારા વર્ષોમાં મોટું એવું સ્વરૂપ ધારણ કરશે. આજ બચત આપણા બાળકોના શિક્ષણ, ખેતીના કામ માટે, કોઈ હુન્નર, ઉદ્યોગ માટે કામ લાગશે. બચતની ટેવ નથી તો હવે આપણે બચત કરવી પડશે. અરે ! હવે તો કર્યા વગર છૂટકો જ નથી એને આવુ નહીં કરીએ તો આપણુ છે એને પણ આપણે ખોઈ નાખીશું માટે હવે તો ઉઠો જાગો અને ધ્યેય પ્રાપ્ત ના થાય ત્યાં સુધી એકતા નામના રામબાણને પકડી આગળ ચાલીએ.

ગ્રામ-વિકાસ કેન્દ્રોમાં નીચે મુજબની યોજનાઓ ચાલે છે.

(૧) ભંડોળ ફળીયા (૨) અનાજ બેંન્ક (૩) અનૌપચારિક સ્કુલ (૪) પાણીની મંડળી (૫) મધમાખી ઉછેર (૬) ઓર્ગોનિક ખેતી (૭) નિવેડ.

આ બધી જ યોજનાઓ ગ્રામ-વિકાસ સેવા કેન્દ્રમાં આવે છે. એમાં એકતા, વહેમ, અંધશ્રધ્ધા, કુરિવાજો, જુની ન્યાયપધ્ધતિ વગેરેનું કામ ચાલે છે. એનું સાચું માર્ગદર્શન આ ગ્રામ-વિકાસ કેન્દ્રમાંથી મળે છે.



ભાષા : ગરાસિયા

# રામપુરા વડલા સાથે વાર્તાલાપ

પ્રશ્ન : આવોરા રૅમ રૅમ! કેઠા હા આવો હો? થેમરે નૉમ હું હીં?

ઉત્તર : આજજા રૅમ રૅમ સાયેબ. મુ તં રાંમપુરા હૉ આવાં હાં. માર નૉમ તં ધનાભાઈ ભવનાભાઈ ગમાર. માર આઈ રું નૉમ થાવરી બેન.

પ્રશ્ન : ધનાભાઈ, થેમરે કેતરા ભાઈ નં કેતરી બેન હીં? ભૅણીયારાં કેતરાં હીં?

ઉત્તર : માર પાંસ ભાઈ નં પાંસ બૅને હીં. તીન ભાઈ ભૅણીયારા હૅ. બૅનો ભણીયારી નૅ હીં.

પ્રશ્ન : ઓ..ઓ..વાહરું કટુમ હીં. થામાં કેતરે હુદી ભૅણીયારા હૉ?

ઉત્તર : મેં કૉલેઝ હુદી ભણીયારો હું. માર કાકાએ હુજાયું ભૅણવારું. વો આગૅળ ભણીયારો હો તો એ તો મોઈન્ આગૅળ ભણવારી હીખામેણ આલ્લે. માર વાત માર બૅને નૅ મૉની, ભણીયારી નૅ હીં.

પ્રશ્ન : થેમાં આગૅળ હીએ ન ભૅણીયા?

ઉત્તર : માર ઘર પૈહે નૅબળું હોતું. ઉહ ભણીયા પૈંહા ઘૅણા હૉવે. ઉહ મું ન ભણીયો પૅહણ હાવાં મુ પાસું વિસારું હં.

પ્રશ્ન : થેમાં આહ્ન હુ કૅમ કેરો હો?

ઉત્તર : હામાં આહ્ન સોહરીયાંર આસરણમાંય સેવારુ કૅમ કેરાં હાં.

પ્રશ્ન : થેમરે ભાઈ નં બૅનો હુ કૅમ કેરાં હીં? કેતરી ઝમીં હં?

ઉત્તર : માર બે ભાઈ ભણી હીં, બે ભાઈ ખેતીમ મૅદદ કેરાવી હીં. પનર વીઘા ઝમીં હં. પૉણી નૅ હૅ.

પ્રશ્ન : થેમાંઈ ખેતે કેરતા આવરે હં?

ઉત્તર : હં માંઈ ખેતે કેરતા આવરે હં નં માંઈ હારું કૅમે આવરે હં. કૅમમાં શૅરમ નૅહીં.

પ્રશ્ન : થેમાં પણીઝારો હો? થેમાં ભણીયારી બાયરે હીય ન મળઝી?

ઉત્તર : હં મું પણીઝાર હં માંઈ ભણીયારી બાયરે મૅળતી હૉંતી, પૅણ માંહી નોકરી નૅ મેળી. માર ઘરે ખેતી કૅમ કરવારુ હોવે. અૅભણ બાયરે કૅમ કૅરે નં ભૅણેલી ખેતી કૅમ નૅ કૅરે. એથે માં ભણીયારી બાયરે નૅ કૅરી હમરે ભૅણેલી સોરી ઓ ઓસી હં.

પ્રશ્ન : તં સોરી ભણવારી થૅમરે હુ મતલોક હં?

ઉત્તર : સોરી ભૅણે, મોટી થાહે એતરે પેસ પણ્યાવો ઈણારે સોરાં સુદારે. બદાં સોરાં નં ભૅણાવે, આગૅળ આવે. મું માંનું હીં કે સોરા ન ઠેઠ લગણ ભૅણાવો, પેસ

પણ્યાવો. સોરીંઆં નેં ભેંણે તેણ લગણ ગરાહીયા નેં સુદરે.

પ્રશ્ન : થેમરે કેતરી ગાય, ડોબે, બાખરાં હીં? ઉણારું દૂધરું હું કેરો?

ઉત્તર : હમરે સાર ગાય, બે ડોબે, પનરે બાખરો હીં બાદારુ પાંસ લોટી દૂધ હોવે. ખાતા વેંદે ઉણારી હામાં સાહ કેરા ડોલા નેં હૉવે ઉણારે ઘેર લોટી લોટી સાહ આલાં.

પ્રશ્ન : થેમરે ગાંમે ડેરી હં? ડેરી હુ થેમરે ગાંમરાં ન માંણહોને કેયા કેયા ફાયદા હોઝ્યા?

ઉત્તર : હમરે ગાંમોમાંય ડેરી હં નેં ડેરી હુ હમરે ગાંમેવાળાંઈ ખૂબ લાભ હોઝ્યો. ખાંણે મેળે, ઠાવો ભાવ મેળે, પનરા દે ને પૈહયાં મેળે, ગાય, ડોબે, કાટી, બાખરાં હાર દવા મેળે ઉણહો ઘેણો ફાયદો હોઝ્યો હં.

પ્રશ્ન : ખેતે કરેહં ઉણાંર લોઠાં હોવા ઝોઈઝે. થામરે હુ મતલોક હં?

ઉત્તર : ખેતે કરે હં ઉણાર લોઠાં હોવણાં ઝોઈઝે લોઠાં હુ ખાતેર મેળે એ ખાતર ખેતરે મ ખાતરે ખેતી હારી હોવે. ઓતરે ખર પેણ મેળે ગાય, ડોબાનં મોટો હોવે કેલ્યાંપાડાં વેસે, પૈહયા મેળે.

પ્રશ્ન : આહ્ન હેંમરી સરકાર હં. થમરે ગાંમેમાય સરકારી કોંમ હીડી હી નેં લાભ હોઝ્યો હે?

ઉત્તર : હમરે ગાંમમાંય સરકારી કોંમ હોઝ્યાં હં સરકારી કોંમે હી ઝેણાર ઘરે ન હોતાં ઉણાર ઘરે કીદાં, પાકા રોર કીદા, તળાવ, સેકડેમ કીદા, ઉહો ઘેણો ફાયદો હોઝ્યો હં.

પ્રશ્ન : થેમરેં ગાંમેમાંય કેઈ કેઈ રોગ વદારે થાય હીં? થામાં ઊણા રોગોંઈ મટારવા હુ હુ કેરો હો?

ઉત્તર : હમરે ગાંમેમાય તાવ, પેટ હુઈયા, હુલકવા, મોતીસરો, ટીબી, ઘાંહ, ખેંણવા હરખા રોગ વદારે થાય હં. દેસી દવા કેરવા મ આવી હીં, પેહલા ન મેંટે તેં મોટે દેવાખાણે ઝાય. પૈહયા ન હોતે, ઘેંણા માંણહો એરાંન થાય. ગામમાય દેવાખાણુ નેં હીં.

પ્રશ્ન : થેમરે ગામેમાંય કેઈ કેઈ ખેંરાબી હં? તેં ઉણાઈ દૂરે કેરવા થામાં હુ કહોં હો?

ઉત્તર : હમરે ગામેમાય દારૂ પરેહે, માંણહો પીએ હે, માંહમાંહ કૂટાય હં, વેરે વદે હં, માંદે પરે હે, ગુટકા તેંમાખુ વદારે ખાય, સોરીઓ નં બૈઈરે ખાય, દારૂ, ગુટકા-ભાંગ વપરાઝી હં માર તે ઈહ કેહેવુ હેં કે એભણ-અગનાંન માંણહ ઈ વાયરે ઈણારા નુકસાન ઝાણતો નેં હીં, એણાંન હમઝણરી ઝેરૂર હં, ઝે ઝે ગાંમેમાય વસણવાળે વસતુ વપરાઝી હી. ઉણારે ગામેમાય હમઝણ આલે. માર ઘરે નુકસાન કેરવાવાળી વસતુ વપરાઝી ને હી.

પ્રશ્ન : થેમરે સમાઝમાં બે-સાર બૈરાઓ રાખનારા હં? ઊણામાય થાંમાં હું માંનો હો?

ઉત્તર : આગલી બૈરીન સોરા ન હોવે, સોરું એકસ હોવે, ઝેણાર ઝમીં નં માલ વદારે

હોવેં નં ઘરકાંમ કરવા વાળાં ઓસાં હોવે, ઊણારા બીઝી બૈરે આંણે વો ને બે-તેણ બૈરે હોવે ઊણારે દસે-બારે સૈયા હોવેં. ઈ ભેગા મેળે ન ઘરે કેંમ કેંરે ઝગરા વેળે ઘરના સૈયા કાંમે લાગે આગેંળ વાહરુ હેંતુ, એવે ઓસુ હં મું ઈ હું માંનું હુ કે ઘરે વેવસથા હોવે, સૈયો-સોરી નેં હોવે, નં ઝરૂર હોવે, તો બીઝી બૈરે લાવણામ વાંદો નેંઈ.

પ્રશ્ન : થેમરે ગામેમાય ભેંણવા ઓસા કે હં?

ઉત્તર : આગેંળ ગામેમાય કે આઝુબાઝુનેહાળ નેં હોતી લોખ બીતા કે ભણવારે નોંમે લડવા મેલે. ઝગળમાં હતાતા રેંતા, કોઈન નેં મેળતા ભેંણવારા ફાયદા નેં ઝાંણતા ઝગળમાં ખાવા-પીવાન મેંળતું, શિકાર, રૂખના, ફળાં ખૂબ હોતે ગાંધીરાઝ હોવે હમરે માંણહો નં લાભ નેં લીતો. ગમીતો ભેંણવા લાગા, આગેંળ વદા ન પૈહયાવાળા હોવે આહ્ન મોટા સાયેબ હં, હમરે લોખ હમઝીન ભેંણવા મોકલે એવી હમઝીણ આલે હોઈએ.

પ્રશ્ન : થેમરે લોખ સંસકરતી રું કે ઝાંણો હો?

ઉત્તર : હમરે લોખ સંસકરતી ભીલોરા ઝેવી હં. હેંમોન હેંમરી વાતેરુ ઘેણું માંન હં. હેંમરી પાંહે પોંણ મુટેરુ વરહાંરુ ઘેંન હં. હેંમરે સાધ ન ભોયાઓનં પાંહે ઘેંણી ઘેંણી કેમતી વાતે હં. પોંણ ઘેંણી દખેરી વાતે એ હે કે હેંમારી એ વાતુ નં ભેળી કેંરીનં ઊંણા ઝગને વેતાળવાવાળો કોઈ કેંસલી ઓણી તેંરતી પેંર નં આવો હેંમાં ઘેણા ધોખેરાવાળા ગામોમાંય રહો હાં. ઝગળળાં હેંઝાન મેંઝો આવે હં. એવો તો ઝગ બદલો હે. કોઈ સેતારવારુ નેં મેંળુ, એથે ગરાહિયા ભણિયારા નેંહી. બારા નેં પેંરા. હેંમાં હમઝણ કે આવે, થેમાં ઝાંણો હો કે હેંમરી વેંસતી ઓસી હં, ભીલોરી વેંસતી ઘેંણી હં. હમરે-ગરાહિયા અબાઝી- આબુરોર વીરળપર મેંઝીકરાં ગાંમેમાં રેંહાં હાં. હેંમો ઍસલ રાઝભૂત ગરાહિયા હાં. એહાં બારા નેહી ઝાતા. ઍવે હમરી હમઝણ આવે હં. હેંમારે ઓઠે ટીબી નેહી, પોંણ રેરિયા હં. રેરિયામ વાતે હાંમળાં હાં. ભીલોરી વાતુ આવે હે, પોંણ હેંમરે ગરાહિયારી વાતે રેરિયામ આવતે નેંહી. હેંવા હેંમો ગીતો ગાઈતો, વાતે-કોણીઓ કેહાં, ભઝન ગાઈતો. હેંમાં હુ હુ કેરા, ઉણેરી વાતે કે હાં. હેંમારુ નાસવારુ ભીલોહી ફેર પેંરેહે, હેંમો નાસાં, વેંગારસાં, લાખરા ન ભારારી મુરતે બણાવે, સિતરાં સિતરે, હારૂ આવરે હે. થેમાં હેદા હેદા આવો, હેંમા ઘેંણી હારી કેળા કરહાં.

